| | | |
|---|---|---|
| | પણ ન ખાવું | ગ્લીસોરીન, સેલ્ટીક એસીડ, સોડાસેલીસીલેટ વેલેરીઅન, ગરમ પાણી પીવા જેથી પસીનો પણ વધે |
| મરડો | ફટકી-હરડે-અફીણ અર્કવટી --ભાત-દહી શીવાય ખોરાક બધ નાભીનુ પ્લાસ્તર. | ઈમેમેટીસ--આઈપીકેક રેડીક્ષ અફીણ, કેલો-મેલ લાયકાર હાઈ-ડ્રારજીરાય પરકલોરાઈડ સોમલ-લેડએસીટેટ ઓપીઅમ |

| | | |
|---|---|---|
| | | રાખવી--હાઇડ્રોજન-પર ઓક્ષાઇડના કોગળા કરવા-જુલાબ આપવો. કારણની દવા કરવી, પેઢાં સુજેલાં હોય તો કપાવવા. |
| મુર્છા | જુઓ બેશુદ્ધિ | જુઓ બેશુધ્ધિ. |
| રતવા | રતવેલીઓ-દુધીઓ હેમક દદંસરાજ પાણીમાં વાટી લગાડવાં, હીરાકશી આપવી તથા તેનુ પાણી લગાડવુ, બીજા રૂપમા લોહ આપવું, હરડે આપવી, ગરમ શેક કરવો. | વચ્છનાગ બેલેડોના ને ગ્લીસીરીન લગાડવાં, ટીંકચર આયોડીન લગાડવું, કોસ્ટીક-સીલ્વર નાઇટ્રેટ લગાડવું, પરમેંગેનેટ ઓફ પોટાસ આપવો, જુલાબ આપવા, આયર્નના ક્ષાર આપવા. |
| લુ લાગવી | તેથી બેભાન હોય તો તેના ઉપર ઠંડુ પાણી રેડવુ ને ઠડાં પાણીના લુગડાની ઝાપટ મારવી. | શુધ્ધિ આવે જુલાબ આપવો. |
| લોહીની ઉલટી થવી | થોડું મીઠું આશરે અરધો દ્રામ મોળ આવે ત્યાં સુધી ફકાવવું, બરફ લગાડવે-વખતે બરડા ઉપર ગરમ | ડીઝીટેલીસની ચા, અરગટ પીવાને અને બહુ વધારે લોહી પડતુ હોય તો અરગો- |

| | | |
|---|---|---|
| | પાણીની ભરેલી બાટલીથી, શકથી કે બેગ રાખવાથી ઠીક થાય છે. | ટીનનાં ઇન્જકશન દેવા. હેમેમેલીસ આઇપિકેક આયર્ન ટરપેનટાઇન, ટેનીક ગેલીક એસીડ અને વખતે મોરફીયા પણ અપાય છે. |
| વધરાવળ | | ટીંકચર આયોડીન લગાડવું. તે પાણી કાઢી ઇન્જેકટ પણ કરવામા આવે છે. |

| | | |
|---|---|---|
| | | હેમેમેલીસ, લીંબુનો રસ, ઓલીઅમ સીને મોમાઇ, ક્વીનાઇન, ટેનીક એસીડ, ગેલીક એસીડ. |
| **વીર્યનો શ્રાવ** | સુતી વખતે અને રાતમાં વખતોવખત પિશાબ કરવો એટલે શ્રાવ અટકે-ઠંડા પાણીના પોતાં પેડુ ઉપર રાખવા, બદામ દુધ પીવાં. ચોપચીની-વગેરે પૌષ્ટિક આપવા. | બેલેડોના પોટેસ બ્રોમાઇડ, કેનેથેરાઇડીસ, ડીજીટેલીસ, હાઇપોસ્ફાઇટ ફોસ્ફરસ, ક્વીનાઇન, સ્ટ્રીક્નીઅન. |
| **સન્નિપાત** | બહુ તાવ હોય તો માથા ઉપર બરફ અથવા કોલન વોટરને પાણી-અથવા સુરોખાર અને નવસારનાં પાણીમાં પલાળીને લુગડું માથાં ઉપર રાખવું, દ્રાક્ષાસવ, કસ્તુરી; લક્ષ્મીનારાયણ, ખોરાસાની અજમો. શાંત જગ્યામા દરદીને રાખવો, બહુ અજવાળું ન રાખવું પણ હવા બંધ ન રાખવી. સોનું ઉકાળી પવાય છે. | પોટેસ બ્રોમાઇડ, ક્લોરલ હાઇડ્રેટ અફીણ, ક્લોરોફોર્મ, હીગોસાઇમસ, કસ્તુરી વગેરેમાંથી જરૂર પ્રમાણે. બેલડોના એન્ટીમની. |
| **સળેખમ** | શ્લેશ્મા-શરદી—ચાનીક્રબાબ ને સાકર બડીએલચીનું તેલ સુંઘવું, તજ લવીંગ વાટી | વચ્છનાગ, પોટેસ ક્લોરેટ યુકેલીપ્ટસ ઓઇલ, આયોડીન, અફીણ ઉ॰ |

| | | |
|---|---|---|
| | માથાં ઉપર ને નાકની દાંડી ઉપર લગાડવા દાળીઆ ગરમ સુની વખતે ખાઇ પાણી ન પીવુ, હલકો જુલાબ લેવા, સુદર્શન વગેરે કડવાણી લેવી શેક કરવો, ફોલ્લામાં ઘી લગાડવું. | વર્મ પાઉડર, વાઇનમ આઇપીકેક વગેરે હલકો જુલાબ. ક્વીનાઇન |
| સાદ બેસી જવો | ગળા ઉપર રાઇ લગાડવી, ગરમ પાણીથી ગળું શેકવુ, મોઢામા એલચી, વરીઆળી, કાળી દ્રાક્ષ કાથો રાખવાં, જુલાબ લેવો, ગરમ પદાર્થનું સેવન બંધ કરવું. ટંકણખાર કે ફટકી મધમા મેળવી ગળામા લગાડવું, મૌન રહેવુ ચણોઠીનાં પાન, બાવળની ઝીણી પત્રી મોઢામાં રાખવી | પોટાસ ક્લોરેટ-ફેરેસ વગેરેની ટીકડી મોઢામાં રાખવી જુલાબ આપવો, ગ્લીસીરીન ટેનીક એસીડ, ગ્લીસીરીન ફેરી કે ગ્લીસીરીન સોડા બાઇ કાર્બોનેટ ગળામા લગાડવું. પોટેસ ક્લોરેટ વગેરેના કોગળા કરવા અરેક દાંત હોય |

| | | |
|---|---|---|
| | આવે તો યુક્તિથી એમારવી, પરેજ પુરી પાળવી. | |
| શરીરનું વધી જવું અતિશય જાડાપણું Obesity | ખોરાક કમી કરવો, વધારે સારૂં થોડું એક ટકજ જમવું, ઘી-સાકર બારે પદા થંને હમેશનો માટે ત્યાગ આહવાડીઆમા બને તો બે ઉપવાસ નિર્જળા કે એકલા પાણીથી કરવા, ફરવું, કસરત, અંગમહેનત બહુ કરવી, આળસુ ન રહેવું, નિદ્રા ઓછી લેવી, દિવસે તો નજ સુવું. પૌષ્ટિક ખોરાક તદ્દન બંધ કરવો, દર મહિને તોળાતા રહેવું ને વજન ન ઘટે તો હજુ ખોરાક ઓછો લેવો, ગરમ પાણીનો બાફ રાતે લેવો. | ફાસ્ટીંગ ઉપવાસ કરાવવા, થોડે થોડે અંતરે લાઇકોર પોટેસી આપી જોવું તેથી ચરબી ગળી ઓછી થય તો જારી રાખવું. સોડા વગેરે આલ્કલીઝ આપવા, પુરતી કસરત ને અંગમહેનત, થોડી નિદ્રા ને અલ્પ આહાર એજ ઉત્તમ છે. ન નડે તેવું શરીર હોય તો તેની ખાસ પરવા ન કરતા શરીર ખેડે રાખવું. |
| શીળસ | શરીરે રાખ ચોળવી, ગરમ રાખ સારી. જુલાબ લેવો. આંતે રતુ સાફ ન હોય તો દવા દેવા, વાળો નીકળે તેમ હોય તો તેના ઉપચાર કરવા. મીઠાશ, ખારાશ, ખટાશ ઓછા અથવા બંધ કરવા, ભુખ વેઠવી, ખાવું નહીં, | બેન્ઝોઇક એસીડને કેલનબોટરમાં મેળવી લગાડવું, સોડા બાયકારબોનેટના પાણીમાં લુગડું બોળી પોતા ફેરવવા, લેડ લોશન લગાડવો, મેગસલ્ફ કે સોડાસલ્ફથી જુલાબ |

| | | |
|---|---|---|
| | શેકવાથી ખરજ ઓછી થાય છે. દાળજીરા ને મરીની ફાકી ખવરાવવી, લોબાનને ગુલાબજળમાં લગાડવો. | લાવવો, ગરમ પાણીથી નહાવું. |
| હેડકી | ઉંડા શ્વાસ લેવરાવવા. ધીમે ધામે લેવા. શ્વાસ રૂંધવો. પ્રાણાયામ કરાવવો, ખાવા કઇ ન આપવું. મરી, ગોળની ગોળી મરી જેવડી કરી ઉપરાઉપર ગળાવવી, રાઇનું પ્લાસ્ટર પેટ ઉપર રાખવું, ચુનો ને મધ લગાડવા. બીજા ઉપચારો માટે જુઓ હેડકીના વિષયમાં. અચાનક ધ્રાસ્કો નાખવો. પાતે | કેમ્ફર, એપો મોરફીયા, કલોરોફોર્મ સુંઘાડવું કે લગાડવું, કલોરોફોર્મ ને અફીણને સાથે પાવામાં આપવાં, રાઇ ડ્રામ એક લઇ પાશેર ગરમ પાણીમાં નાંખી પાઇ દેવી, નાઇટ્રો ગ્લીસીરીન |

રાખવાં હાથ પગ પકડવાથી જોર વધે છે. એટલું રાખવાથી જોર ઓછું થાય છે. જો કારણ પકડાય તો તેની દવા કરવી. કાળે કરી તે જાય છે. યોગ્ય પથ્ય પળાવવું. બ્રહ્મચર્ય સેવવાથી, પ્રદર જેવા રોગની દવાથી. ને સારા વચનથી, તથા સમજાવવાથી જે ફાયદો થાય છે તે બીજાથી નથી થતો. વીર્યશ્રાવ હોય તો તેના ઉપચાર કરવા. દરદીને સારા સારા વિચાર કમાવતા જવા—જેમકે આ વખત ગયું તો ભવિષ્યમાં નહિજ આવે. આવશે તો લાંબે અંતરે અને તે થોડું ટકશે વગેરે. હાથ પગની આંગળીનું ટેરવું જોરથી દબાવવી તથા બીજી રીતે દરદીનું ધ્યાન વૃત્તિ બીજે ફેરવવા યત્ન કરવો.

હાઇડ, ઝીંક, ફોસ્ફરસ, વોલેટાઇન ઓઇલો બ્રાન્ડી વગેરેમાંથી જેની જરૂર પડે તે ડાકતર વૈદની સલાહથી આપવું.



# પરિશિષ્ટ પહેલું

## ગરમ પાણીનો ઉપયોગ

૧ જીર્ણ જામી ગએલ રોગમાં ગરમ પાણી વખતોવખત પીવાથી લાંબે કાળે આરામ થાય છે.

૨ ગરમ પાણી પીવાથી આંતરડાંની હીલચાલ એટલે આંતરડાંનું સંકોચાવું અને પચાવની ક્રિયાને મદદ કરવાના કામને મદદ મળે છે.

૩ ગરમ પાણીથી આંતરડામાં વીંટ આવતી હોય તો તે પણ બંધ પડે છે.

૪ આખા શરીરમાં ચીકાશવાળા પ્રવાહીને પાતળાં પાડે છે એટલે તે પોતાની ફરજ બરાબર બજાવી શકે છે.

૫ પેટ–આંતરડાને ધોઇ સાફ કરે છે.

૬ લોહીમાં–પિશાબમાં જામેલ ક્ષાર હોય તેને ગાળી દૂર કરે છે.

૭ જમ્યા અગાઉ ગરમ પાણી પીવાથી જઠરની અંદરથી રહેણુને આંતરડાંમાં ધકેલાય છે. તેમજ પિત્ત શ્લેશ્મને તેમાંથી બહાર —આંતરડાંમાં ધકેલી જઠર સાફ થાય છે.

૮ આખાં શરીરમાંથી લોહી વાટે નકામી ચીજો કાઢવા મદદ કરે છે.

૯ શરીરનું બંધારણ ૭૫ (પોણોસો) ટકા પાણીનું બનેલું છે તેથી શરીરનાં બંધારણને મદદરૂપ થાય છે.

ઝાડા મટાડવા ગરમ પાણી ઉપયોગી છે. તે પાણી સારી પેઠે ગરમ જોઇએ. અર્શમાં પણ ઉપયોગી છે. અર્શમાં નવશેકુ (જરા ગરમ) પીવું જોઇએ.

## ગરમ પાણી ક્યારે ને કેટલું પીવું.

૧ ગરમ પાણી આશરે વીશ રૂપીઆભારથી પચ્ચીશ રૂપીઆભાર જેટલું એકી વખતે પીવું જોઇએ.

૨ જમવા અગાઉ એક કે દોઢ કલાક પહેલાં પીવું જોઇએ અને સુતી વખતે આશરે અરધા કલાક અગાઉ પીવું એ સારૂં છે.

૩ નાને નાને ઘુંટડે અથવા ચુસીને થોડે થોડે પીવું જોઇએ.

૪ તેમાં લીંબુનો થોડો રસ ઉમેરી પીવાથી ફાયદો થાય છે.

૫ આંતરડાં-યકૃત સાફ કરવા ગરમ પાણી આશરે ચાર ૭ માસ જારી પીવુ જોઇએ.

### તમાકુથી થતું નુકશાન

વાધો ન ઉઠાવી શકાય એવી રીતે શાસ્ત્રજ્ઞોએ સિદ્ધ કર્યું છે કે તમાકુ એ હાર્ટ-(અન્તઃકરણ)ને ઝેર છે. તેમજ સ્નાયુ જ્ઞાનતંતુને પણ ઝેર છે. તેથી ધીમે ધીમે સહનશીલતા અને તીવ્ર પરીક્ષાની શક્તિ ઓછી થાય છે. બધાં સ્નાયુ અને શરીરને બરાબર ખિલવવામાં નુકશાન કરે છે તેમ તે પીનાર કે વાપરનારની જનન્ય શક્તિ (બચ્ચા પેદા કરવાની) ઓછી થાય છે. ઉપરાંત તેથી અજીર્ણ થવામાં મદદ થાય છે

સારામાં સારા એટલે આવા ( Experts ) ડાક્તરોએ પણ તમાકુના તદ્દન નિષેધનાંજ ઉપદેશ શિક્ષણ આપ્યા છે.

પાશ્ચર જે જન્તુશ્રમમાં નિષ્ણાત (Experts) ગણાય તેણે પણ તમાકુનો સખ્તમાં સખ્ત વિરોધ દર્શાવ્યો છે.

# પરિશિષ્ટ બીજું

પુરૂષ અને સ્ત્રીની ઊંચાઇના પ્રમાણમાં વજન બતાવનારૂં પત્રક.

| પુરૂષ. | | સ્ત્રી | |
|---|---|---|---|
| ઊંચાઇ | વજન | ઊંચાઇ | વજન |
| ફુટ-ઇંચ. | પાઉન્ડ. | ફુટ-ઇંચ. | પાઉન્ડ. |
| ૫—૧ | ૧૧૯ | ૪-૧૦ | ૯૮ |
| ૫—૨ | ૧૨૬ | ૪-૧૧ | ૧૦૨ |
| ૫—૩ | ૧૩૩ | ૫—૦ | ૧૦૫ |
| ૫—૪ | ૧૩૯ | ૫—૧ | ૧૧૦ |
| ૫—૫ | ૧૪૨ | ૫—૨ | ૧૧૪ |
| ૫—૬ | ૧૪૫ | ૫—૩ | ૧૨૧ |
| ૫—૭ | ૧૪૮ | ૫—૪ | ૧૨૮ |
| ૫—૮ | ૧૫૫ | ૫—૫ | ૧૩૫ |
| ૫—૯ | ૧૬૨ | ૫—૬ | ૧૩૯ |
| ૫-૧૦ | ૧૬૯ | ૫—૭ | ૧૪૮ |
| ૫-૧૧ | ૧૭૪ | ૫—૮ | ૧૫૮ |
| ૬—૦ | ૧૭૮ | ...... | ...... |

(૨) જન્માથી જે વજન હોય તેથી તેનું બમણું વજન પાંચ માસ પુરા થએ થવુ જોઇએ.

(૩) પાંચ માસ પછી દર મહિને બચ્ચું પોણાથી એક પાઉંડ સુધી ૧૨ માસનું થતાં સુધી, વજનમાં વધવું જોઇએ.

(૪) બાર માસનાં બચ્ચાંનુ વજન જન્મ વખતે જે વજન હોય તેથી લગભગ ત્રણગણું થવું જોઇએ.

(૫) માણસની ઊંચાઇના પ્રમાણમાં જ્યારે બેઠા હોય ત્યારે જે ઉંચાઇ હોય એ પ્રમાણમાં જેની બેઠાની ઊંચાઇ વધારે હોય તે વધારે તંદુરસ્ત છે. ટુંકામાં, જેમ કોઠો ( Trunk of the body ) મોટા તેમ અંદરના ઉપયોગી અવયવોની શક્તિ વધારે હોય છે.

## પુરી તંદુરસ્તીવાળા મરદના દરેક ભાગનું પ્રમાણ—માપ—કેટલું હોવું જોઇએ તે બતાવનારૂં પત્રક

| ઊંચાઇ | વજન | ગરદનનો ઘેરાવો | છાતીનો ઘેરાવો | ભુજાનો ઘેરાવો | કમ્મરનો ઘેરાવો | જાંગનો ઘેરાવો | પગની પીંડીનો ઘેરાવો |
|---|---|---|---|---|---|---|---|
| ફુટ-ઇંચ | પાઉન્ડ | ઇંચ | ઇંચ | ઇંચ | ઇંચ | ઇંચ | ઇંચ |
| ૫– ૦ | ૧૧૩ | ૧૩ | ૩૪॥ | ૧૨ | ૨૬ | ૧૭ા | ૧૩ |
| ૫– ૨ | ૧૨૧ | ૧૩॥ | ૩૫॥ | ૧૨॥ | ૨૬॥ | ૧૭॥ા | ૧૩॥ |
| ૫– ૪ | ૧૨૯ | ૧૪ | ૩૬॥ | ૧૩ | ૨૭ | ૧૮॥ા | ૧૪ |
| ૫– ૬ | ૧૩૯ | ૧૪॥ | ૩૭॥ા | ૧૩॥ | ૨૮॥ | ૧૯॥ા | ૧૪॥ |

| ઉંચાઇ ફુટ–ઇંચ | વજન પાઉન્ડ | ગરદનનો ઘેરાવો ઇંચ | છાતીનો ઘેરાવો ઇંચ | ભુજાનો ઘેરાવો ઇંચ | કમ્મરનો ઘેરાવો ઇંચ | જાંગનો ઘેરાવો ઇંચ | પગની પીંડીનો ઘેરાવો ઇંચ |
|---|---|---|---|---|---|---|---|
| ૫– ૮ | ૧૫૧ | ૧૫ | ૯૯॥ | ૧૪॥ | ૩૦ | ૨૧ | ૧૫ |
| ૫–૧૦ | ૧૬૬ | ૧૫॥ | ૪૧॥। | ૧૫ | ૩૨ | ૨-॥ | ૧૬ |
| ૬– ૦ | ૧૮૫ | ૧૬ | ૪૫ | ૧૬ | ૩૪॥ | ૨૪ | ૧૭ |

૧ પુરૂષનુ શરીર ૨૮ થી ૩૦ વર્ષ સુધીમાં પૂર્ણતાને પ્રાપ્ત થાય છે.

૨ જ્યા સુધી પૂર્ણ રીતે શરીર પક્વ ન થયું હોય ત્યાં સુધી ૨૮–૩૦ વર્ષ સુધી બ્રહ્મચર્ય પળાય તો બહુ ઉત્તમ છે. અને જો એમ થયુ હોય તો જીંદગીની ઉંડની સ્થિતિ સુધી વીર્ય શક્તિ કાયમ રહે છે

સ્ત્રી—પુરૂષ સંભોગ વધારે પડતો ક્યારે ગણાય ? બે અઠવાડીએ એકવાર સ્ત્રી–પુરૂષસંગ એ નબળી તબીયતવાળાને વધારે પડતો ગણાય તેથી ઉલટું અઠવાડીઆમા એક વાર સબળ બાંધાવાળા સ્ત્રી પુરૂષ માટે વધારે પડતો ન ગણાય એટલે તેનો આધાર પુરી તંદુરસ્તી, શરીરનું બંધારણ અને કુદરતી શક્તિ ઉપર રહે છે

વધારે પડતા સંભોગને લીધે થાક વધારે લાગે, નિદ્રા ઓછી આવે અથવા નજ આવે મગજની નબળાઇ અને પગમાં વધારે પડતી કળતર થાય છે જ્યારે સંભોગને અંતે પણ શરીર વગર થાકેલું આનંદમય પ્રકૃતિવાળું અને સંતોષવાળુ જણાય ત્યારે તે વધારે પડતો નથી એમ ગણી શકાય

જ્યારે સ્ત્રીની પુર્ણ ઇચ્છા હોય ત્યારે સંભોગ એ કુદરતી

ગણાય, પણ પુરૂષની ઇચ્છાને તાબે થઇ સંભોગ માટે પરાણે ઇચ્છા બતાવે તે વખતનો સંભોગ અનિષ્ટ ગણાય.

૫ કુદરતના ધોરણે તો ઋતુ બાદ એક વખતજ સંભોગની જરૂર અને સ્ત્રી-પુરૂષ-પુરાં તંદુરસ્ત હોય તો તે સંભોગથી ગર્ભ રહેવો જોઇએ અને ત્યારબાદ, બચ્ચું અવતર્યા બાદ, ધાવણ બંધ થયા બાદ, ઋતુપ્રાપ્તિ વખતેજ સંભોગ થવો જોઇએ. પણ તેમ બનવું મુશ્કેલ એટલે પખવાડીએ સંભોગ ઠીક છે એમ બતાવ્યું છે.

## સુવાવડ વખતે-જણતી વખતે ઉપયોગી સૂચના.

જ્યારે જણતી વખતે ઉપરાઉપર તુરતાતુરત વેંટ આવતી હોય પણ બચ્ચું અવતરતું ન હોય ત્યારે શ્વાસ ઉંડા લેવા માટે પહેલાં છાતીમાં શ્વાસ લેવા, જોરસથી હવા ફેફસાંમાં ભરવી, અને પછી મોઢું બંધ રાખી ખુબ જોર કરવું. જેથી દરદ વધશે ને જન્મ થશે.

---

# પરિશિષ્ટ ત્રીજું

## પુખ્ત ઉમ્મરે પહોંચેલ શરીરના અવયવોનાં વજન તથા માપ

| | વજન | માપ |
|---|---|---|
| રક્તાશય (Heart) | ૮ આંઉસ | ૩॥ ઇંચ પહોળું ૨॥ ઇંચ જાડું |
| ફેફસાં (lungs) જમણું | ૨૦ આંઉસ | લંબાઇ પહોળાઇ ઘણી ઓછી વધતી હોય છે |
| ડાબું | ૧૯ ,, | |
| અન્નાશય (Stomach) | ૪॥ થી ૫ આંઉસ | ૧૦ ઇંચથી ૧૨ ઇંચ લંબાઇ<br>૪ થી ૫ ,, પહોળાઇ |

| | | |
|---|---|---|
| યકૃત (Lungs) | ૪૫ થી ૬૦ આંઉસ | ૧૦ થી ૧૨ ઇંચ લંબાઇ<br>૬ થી ૭ ,, જાડાઇ |
| પેન્ક્રીઆઝ (Pancreas) | ૩ આઉંસ | ૬ થી ૮ ઇંચ લબાઇ<br>૧॥ ,, પહોળાઇ |
| પ્લીહ બરોળ (Spleen) | ૫ થી ૭ આઉંસ | ૫ ઇંચ લંબાઇ ૩ ઇંચ<br>પહોળાઇ ૧॥ ઇંચ જાડાઇ |
| ગુરદા (Kidneqs) | ૪॥ થી ૫॥ આઉંસ | ૪ ઇંચ લબાઇ ૨॥ ઇંચ<br>પહોળાઇ ૧॥ ઇંચ જાડાઇ |
| મગજ (Brain) | ૫૦ આઉંસ પુરૂષમા<br>૪૫ આશરે ઓરતું | |

આત્મશ્લાઘા કે ડહાપણુ બતાવવા દાખલ નથી કરેલ તે તો રોજનિશિ વાચતા સ્પષ્ટજ થશે, કેમકે તેમા એવુ કઇ નથી કે જે હુ કરી શકુ છું તે બીજા ન કરી શકે.

## મારી પોતાની દિનચર્યા—દિવસકઠણી

ઉઠવું-સવારે સૂર્યોદય અગાઉ લગભગ બે ઘડી અગાઉ પથારીમાથી **ॐ तत्सत् परमात्मने नमः** એમ ત્રણ વાર બોલી ઊઠુ છુ, ત્યારબાદ પિશાબ કરી લઉ છુ અને પછી 'નારાયણનું નામ જપી લે' એ ભજન ગાતો ગાતો મારી પથારીનાં વસ્ત્રો સકેલુ છુ.

પથારી માટે ગાદલુ વાપરતો નથી એક ગરમ ધુમો લાંબો બેવડો સકેલી પહોળાઇ આશરે બે ફુટ અને લબાઇમા સાડા છ ફુટ પાથરી તેના ઉપર તેવડોજ ઓગઢ—ચાદર લંબાઇએ બેવડી રાખું છુ. એક લાબુ ઓશિકુ પથારી નીચે ને બે નાના પથારી ઉપર, જે સર્વ મળી જમીનથી આશરે ત્રણ ચાર ઇંચ ઉચા થાય તેટલાં વાપરૂ છુ, ખાટલો તો વાપરતોજ નથી.

ઓઢના માટે એક ચોફાળ ને શિયાળામાં એક ધાબળો, જરૂર પડે તો ગોદડું અથવા પાતળી ગરમ સાલ ઓઢુ છું. પથારી સંકેલી બધાને એક કપડામા લપેટી નિયમિત જગ્યાએ મુકુ છું, આ બધાને દર અઠવાડિએ તડકે પહોળા નાખુ છુ. પછી રાત્રે સુતી વખત ચડ્ડી અરધા સાથળ સુધીની ને કાનટોપી જે પહેરી હમેશા સુવુ છુ તે પહેરી રાખુ છુ, ધોતીયાને બદલે ચદ્દીજ પહેરી રાખુ છું જેથી શરીરનો મોટો ભાગ ખુલ્લો રહે છે.

ત્યારબાદ જે ઓરડામા મેડી ઉપર-મારી કચેરી જેમા સુવુ છું, તેમા તારીખીઉ-તારીખ-વાર ફેરવુ છું. આ બધુ ભજન ગાતા

ગાતાં ચાલે છે. હજુ ભજન ચાલતું હોય છે ત્યારબાદ મીઠું દાંતે દેવા લઈ મારી અગાશીના ખુણા ઉપર જ્યાં ખુલ્લો પવન પુર જોસથી આવે છે ત્યાં બેસી ભજન પુરૂં થતા બાદ જમણી તર્જની વડે મીઠું દાંતની આગળ પાછળ ઘસી તર્જનીથીજ ઓગળ ઉતારી કોગળા કરૂં છું. તેમાં નિમકની મદદથી દાંત મોઢું બરાબર સાફ કરી મોઢું ડોક માથું સાફ કરી ટુવાલથી લોઉં છું ત્યાર બાદ કોઈ દાંત હાલતો હોય તો તને અંગુઠા ઉપર ટુવાલ વીંટી તે વડે ખુબ દબાવું છઉં એટલે બેસી જાય છે માત્ર દુ:ખ થાય તો પણ જોરથી દબાવવો જોઈએ

**કસરત**—ત્યાર બાદ નિયમસર રોજ કસરત કરૂં છું કસરતમાં સુર્યને નમસ્કાર-પ્રાણાયામ-વગેરે કરૂં છું (વિગત માટે જુઓ આગળ)

**પાણી પીવું**—કસરત કરી રહ્યા બાદ ત્યાજ આશરે દોઢ પાઉન્ડ ૯૦ તોલા ટાઢું પાણી ધીમે ધીમે પીઉં છું, આ પ્રમાણે નરણાં પાણી પીવાની સાધારણ રીતે 'મના' ગણાય છે પણ મને તો સાફ જણાયું છે કે જ્યારે મોઢું-દાંત વગેરે જેમાંથી તો માત્ર ખોરાક પસારજ થાય છે તે સાફ કરવા અગત્યતા મનાઈ છતા પેટ-જઠર-જેમાં ખોરાક બધો વખત પડી રહે છે ને સવારમાં ઉઠતાં જે લગભગ ખાલી સ્થિતિમાં છે તેને ધોવા પાણી પીવાની અગત્યતા કેમ સમજાતી નહી હોય ? પેટમાં કંઈ રહેણુ-પડતર ખોરાક હોય તો તે અને ન હોય તો સાફ પીધેલું પાણી આંતરડાંમાં પસાર થાય છે અને આ રીતે તે જઠર જેમાં અજવાળું કે પવન ખુલ્લો જઈ શકતો નથી તેને સાફ કરી નવો ખોરાક લેવા તૈયાર કરે છે આ પ્રમાણે નરણાં પાણી પીવાનું લગભગ ચાળીશ વર્ષથી ચાલુ છે.

**ગાના**—ત્યાર બાદ બે ઘડી સુધી પ્રાર્થના રૂપે મોટેથી ગાઉં છું મોટેથી ગાવાનો હેતુ એક તો શ્વાસ લેવા મદદ થાય છે ને

પ્રાર્થનાનાં ગીતો મોટે ભાગે ગુજરાતી ભાષામાં હોવાથી ઘરનાં માણસોને તેમજ રસ્તે ચાલનારને કાને પડે તો તેનું ધ્યાન પણ ખેંચાય. (પ્રાર્થનાની વિગત માટે જુઓ આગળ) પ્રાર્થના કરતાં પહેલાં દાતણ કરી પાણી પી અડધી બાંયવાળી બંડી શીયાળામાં પહેરું છું ને પ્રાર્થના પહેલાં મારી ખીસાની ઘડીયાળને કુંચી આપું છું.

**મારાં શરીરની ટેમ્પરેચર**—પ્રાર્થના પુરી થવા આવે તે પહેલાં ડાબી કાખમાં ક્લીનીકલ થર્મોમીટર રાખી ટેમ્પરેચર લઉં છું. તે લેવાનું કારણ ઉમ્મરે ગરમીમાં શું ફેરફાર થાય તે જણાય. મારી ટેમ્પરેચર જુવાનીમાં એટલે ૩૦–૩૫ વર્ષે ૯૮'૪–કે ૯૮'૬ રહેતી. બાંગરોન ૪૦ વર્ષની ઉમ્મરે આવ્યો ત્યારે ૯૭'૬ કે '૮ રહેતી (દરીઆઇ હવાને લીધે) અહીં સારી સ્થિતિમાં મોટે ભાગે ટેમ્પરેચર જુવાનીની ૯૭'૬ કે '૮ રહે છે. ૯૮ વખતેજ રહે છે. એટલે તેટલા ઉપરની ગરમી હોય તો અહીં તાવ ગણવો જોઇએ. જ્યારે ગરમ મુલકમાં ૯૮'૪ કે '૬ સ્વસ્થ સ્થિતિની ટેમ્પરેચર રહે છે. ૬૮ વર્ષે પછી તો ઘણે ભાગે ૯૫'૫ ને ૯૬'૫ લગભગજ રહે છે.

**ડાયરી**—ટેમ્પરેચર લીધા બાદ શિયાળા શિવાય તો બંડી કહાડી નાંખી ખુલ્લે શરીરેજ રહું છું. આગલા રોજની ડાયરી લખું છું. તેમાં તથા ટેમ્પરેચરની નોટબુક રાખી છે તેમાં ટેમ્પરેચર નોધું છું. આ નોંધવાનું કારણ આગલા વર્ષની તેજ તારીખની ટેમ્પરેચર સાથે સરખાવાય. આ ટેમ્પરેચર નોધવાનું દેહમાં આઠ વર્ષથી શરૂ કર્યું છે. આ પ્રમાણે ઊઠી પ્રાર્થના કરી ડાયરી લખું ત્યાં સવારના શીયાળામાં તો પોણા આઠ કે આઠ પણ થાય છે. પ્રાર્થના કરતાં દરમીયાન કોઇ દવા લેવા આવે તો તેને લખી આપું છું કે ઘેરથી આપવાની હોય તો આપું છું.

**સવારનું દુધ પીવું**—ડાયરી લખાયા બાદ પિશાબ કરી ઉનું મેળું દુધ આશરે ૨૦ વીસથી ૨૫ પચ્ચીસ તોલા પીઉં છું. હું પ્રાર્થના કરતો હોઉં ત્યાં નિયમિત જગ્યાએ ઢાંકી મુકી જવાય છે. ડાયરી લખ્યા બાદ, પિશાબ કર્યા બાદ, મારી નીચલી કે ઉપલી અગાશીમાં જઇ ઠરેલું દુધ પીઉં છું. ઠરી ગયું હોય છતાં આશરે બે ગ્રા. ભાર દુધ મોઢામાં લઇ પંદર વીસ .વાર ફેરવી પીઊં છઉં, ધીમે ધીમે સ્વાદથી આનંદથી પીઉં છું. આઠ નવ કે દસ ઘુંટડા થાય છે. દુધ પીધા બાદ ગાતાં ગાતાં પીધેલા દુધનો પ્યાલો મારે હાથે પાણીથી ધોઇ નિયમિત જગ્યાએ મુકી આવું છું. દુધ પીધા બાદ બે ત્રણ કોગળા પાણીના કરી બે ત્રણ ઘુંટડા ગળું અંદરથી સાફ થવા ધીમે ધીમે પીઉં છું.

સંબંધીના ટપાલ લેખ-પુસ્તક-વગેરે લખવાનું હોય તો તે લખું છુ તથા ટપાલ વખતે હોય ત્યારે લખુ છુ

સવારનું ફરવું—વ્યાખ્યાનમાંથી ઉઠયા બાદ-વ્યાખ્યાન ન હોય તો ઘેરથી નીકળી દશ વાગે શિયાળામાં અને સાડા નવ બજે ઉનાળામાં આશરે દોઢ માઇલ ફરી આવું છુ ઘણે ભાગે ગામમાંજ વાડીઓ ને બજારમાં થઈ ફરૂં છુ, અને તે મારો વખત નિયમિત હોવાથી કોઇ ગરીબ કે બીજા દરદીઓ રાહ જોઇ તબીયત બતાવવા કે ઘેર તેડી જવા ઉભા હોય તો તેમને તપાસી લઉં છુ અથવા તેમને ઘેર જઇ તપાસી આવુ છું.

નોટ—આ સાથે મારે ઉપકાર સાથે જણાવવુ જોઇએ કે નામદાર દરબાર સાહેબે મારે માટે પણ એવી છુટ રાખી છે કે જેને હું દવા લખી આપુ તેને તેની ચીઠી ઉપર 'ગરીબ છે ને મે રી લીધી નથી' એમ લખી આપુ તેને-શિવાય સ્ટેટના સર્વ નોકરોને કે દરબારી બધા સંબંધીઓને-લખી આપુ તે દવા દરબારી દવાખાનેથી નિયમસર મફત અપાય છે

તે મુજબ વણીક કોમે તો એવી છુટ રાખી છે કે હું વણીક માત્રને ફી લઉ કે ન લઉ તો પણ સર્વેને અને ગરીબોને દવા લખી આપુ તેને અન્ય જ્ઞાતિવાળાને પણ તેમના ધારા-ધોરણસર તેમના દવા ખાનામાંથી દવા મફત કે પૈસા વડે-મળે છે હમણાં ત્રીજુ દવાખાનું હિન્દુ મુસલમાન સર્વ કોમને માટે 'અધ્યારુનુ દવાખાનુ' ખોલાયુ છે ત્યા પણ ચીઠી લખી આપુ તો સહુને દવા મળે છે

હકીકત ખરી જણાવવા લખુ છુ કે વાનપ્રસ્થાવસ્થા ભોગવવા શરૂ કર્યા પછી મારા હું ન ચાલે ત્યાજ-મદદ દવાનુ થાય

પાસેથી લઉં છું. સવારના અગીઆરે આશરે દોઢશેર પાણી ફરી પીઉં છું ત્યાર બાદ બાર બજે પણ દોઢશેર પાણી પીઉં છું. ફરી આની દરદી નહોય તો કચેરીમાં ન બેસતાં મારી નીચલી અગાસીના ખુણા ઉપર તડકે ખુલ્ને શરીરે બેસી વાંચું લખુ છું. અગીઆરથી સાડાબાર સુધીમા પણ દરદીને તપાસવાનો વખત ગમ્યો છે. તેથી તે વખતમા જે આવે તેને જોઉં તપાસું અથવા કોઇને ઘેર જવુ હોય તો જઇ આવુ અને તેવુ કઇ ન હોય તો પરચુરણ વસુ—અગાશીમા ફરૂં કે વાડે બેસુ. ટુકામાં આરામ લઉં.

જમવું–સાડાબારે મારો જમવાનો વખત છે, જો ઘેર ઘરનાં માણસો હોય તો તે બધા જમી પરવારી લે ને મારે માટે ઢાંકી રાખે. મારો પુત્ર વડોદરા સ્ટેટમા ના દીવાનસાહેબની ઓફીસમા આસીસ્ટન્ટ મીનીસ્ટર છે હું તો એકલો માગરોળમા રસોયા નોકર સાથે રહું છું કેમકે માગરોળના હવાપાણી મને બહુ માફક આવે છે વળી લગભગ ઓગણત્રીસ વર્ષ માગરોળ થના આવ્યાં એટલે સહુનો પ્રેમ ત્યાંજ રહેવા પ્રેરે છે. મારો પુત્ર કનકપ્રસાદ કુટુમ્બ સહિત વેકેશનમા આવે ત્યારે સાથે રહેવાય છે, આ પ્રમાણે જ્યારે શરીર સંપત્તિ–આંખ–પાખ સારાં છે ત્યાં સુધી પરવડે છે, પછી તો ચિરંજીવી સાથે રહેવુંજ થાય.

નોટ–પાયખાને જવા સવારની ટેવ સારી અને તેજ ટેવ મારી હતી. સને ૧૮૮૪ના જુન માસથી જ્યારે મુમ્બઇ ગ્રેન્ટ મેડીકલ કોલેજમા ભણતો ત્યારે ત્યાં ચાલીમાં પાયખાના ઉપર એટલી ગદકી હોય, એટલો દરોડો હોય કે વખત ભાગ્યેજ મળે. વખત મળે તો ગંદકીથી દસ્ત ન ઉતરે ને કોલેજમા વોર્ડમા જવા મોડુ થાય તેથી મેં એવો

ટેવ પાડી કે સવારને બદને જમવા દરોળજ જાજરૂ જવુ, જેથી તે વખતે સડાસો ખાલીજ હોય વળી હું ભણતો ત્યારે મુબઇની ચાલીઓમાં પાયખાના દશ બજે ઝાડી જતા એટલે સાફ હોય, તેથી કોલેજમાંથી વોર્ડમાથી આવી બાર બજેજ પાયખાને જવાની ટેવ રાખેલી આ ટેવ મને અનુકુળ આવવાથી પછી ફેરવેજ નહીં ને તે મુજબ હજુ સુધી જારી છે સવારનો ઝ ડો મુકાઇ મળ શઇ જાય તે હેતુથી અગીયાર બાર બજે જ ગદ ગયા અગાઉ દોઢ શેર એક પાણી પી લઉ છુ પાયખાનામા રાખ ભરેલો ડબો ગખુ છુ અને ઝાડે જઇ આવ્યા બાદ ઝાડા ઉપર દોથો ભરી રાખ નાખુ છુ અને સહુને ભલામણ કરૂ છુ કે દરેક પોતપોતાના પાયખાનામાં નાખ્નો ડબો ગખવો અને દરેક ઝાડે જઇ આવ્યા બાદ દોથો ભરી રાખ ઝાડા ઉપર નાખવી જેથી ગધ ઓછી રહે ને જીવડા પણ ઝાડામા ન પડે

છે; પણ મરચું તો નથીજ વાપરતો. મહિનામાં બે વાર ચાતુર્માસમાં, ને એકવાર બીજા મહિનામાં મીઠા વગરનું મોળું ખાઉં છું. જ્યારે મીઠા વગરનું ખાવું હોય ત્યારે ગળપણ કે ફળ કંઇ નથી ખાતો. આમ પણ ગળપણમાં ગોળજ વાપરૂં છું. તે પણ વાર તહેવારે; બાકી કોઇક વાર કેળાં કેરી વાપરૂં. તે પણ બનતાં સુધી જમ્યા બાદ; જમતી વખતે ભાગ્યેજ ફળ ખાઉં. જો ખાઉં તો પણ કુદરતી ફળની સ્થિતિમાં–તેમાં ઘી કે સાકર નજ નાખું. કુદરતી ફળની મીઠાશ, સુરમ, સ્વાદ બધાને તેની અંદર ઉમેરેલી ચીજ બગાડી નાખે છે, એટલે હું તો કુદરતી સ્થિતિનાંજ અને તે પણ જમ્યાં બાદજ ખાવાનું પસંદ કરૂં છું અમુક વખત થયા કંદમુળ તો જીંદગી પર્યન્ત તજ્યાં છે. હવે તો ઘણુંખરું ફળની છાલ પણ ખાઉં છું. કાચાં શાક પણ કોઇક વાર જમી થોડાં છાલ સહિત ખાઉં છઉં. તેથી દાંત મજબુત બેસે છે. પચે તો હેજે.

લગભગ બે ત્રણ વર્ષ થયાં તો સ્વામીનારાયણના સાધુની માફક બધો ખોરાક એક મોટાં વાસણમાં એકઠો કરીનેજ ખાઉં છું. મારૂં મિષ્ટાન્ન ભોજન હોય કે સાધારણ ખોરાક હોય–બધો સાથે ભેગો કરીને ખાઉં છું. તે પણ મને એકસરખોજ સ્વાદ લાગે છે, એમ મારો તો જાત અનુભવ છે.

ખોરાકનું વધેલો ખોરાક ત્રણ મહિનામાં એકવાર તોળી જોઉં છું
વજન ને તે આશરે ત્રણ શેર થાય છે. ત્રણ વરસ થયાં અઢી ને પોણાત્રણ શેર જેટલો થાય છે. ઉમ્મરે ઘટે એ તો ઉલટું સારૂં છે. વધવું ન જોઇએ.

ખોરાકમાં—હમેશાં ઘઉંની રોટલી, દાળ, લીલોત્રી શાક ને ચોખા અને છાશ કે દહીં લઉં છું મહિનામાં એકાદવાર ખીચડી રોટલા બાજરા ને કઢી, એકાદવાર એકલા બાજરાના રોટલા

દાળ ને શાક તથા ચોખા, ને એકાંતરે તુરદાળ ચોખા ને ઓશામણ (તુરની દાળનું પાણી વધારીને) લઉં છું. વાર તહેવારે કેળાં લઉં અથવા ભારે ચીજ શીખંડ-મોહન ભોગ-લાડુ વગેરે કોઈકવાર લઉં છું, પણ તેને વખતે ખાસ ઓછું ખાઉં છું શીખંડ-દુધપાક-ખાંડ સાકર વગરનાં ખાઉં છું. લાડુ વગેરેમાં ગોળજ વાપરૂં છું. જે વાસણો જમવામાં વાપરૂં તે થોડાં પાણીથી ધોઈ તે પી જાઉં છું. તે ક્રમ પણ અહિંસાને અનુમોદન આપનાર તથા સાધુજીવનના વ્યવહારને અનુકુળ ગણાય છે.

૨—ખાંડ સાકરની અગવડ નથી પણ તંદુરસ્તીના ફાયદા માટે ગોળજ વાપરૂં છું ગોળમાં જ્યારે સાચી ગરમી છે ત્યારે ખાંડ સાકર શરદ છે. પ્રમાણમાં શરદ તેથી તે ખાનારને ખાંસી-સળેખમ અને પેટમાં પવન થવા પણ સંભવ છે. બહારગામ જાઉં ત્યારે અથવા કોઈવાર બહુ અગવડ આવે તેવું હોય ત્યાં ખાંડ પણ લઉં છું. પણ જ્યાં સગવડથી ચાલે ત્યાં તો ખાંડ સાકર ખાતોજ નથી. નવાઈ એજ છે કે આપણે ગાય ઘોડાને ખરી ગરમીવાળી ચીજ ગોળ આપીએ છીએ ત્યારે આપણે રૂપ-રંગ-સ્વાદ સારૂ નબળાઈ લાવનાર ખાંડ ખાઈએ છીએ અને તેનો મોહ એટલો વધ્યો જણ છે કે ચુરમું ઘઉં ઘી ને ગોળ નુંજ બને છતાં ગોળને બદલે તેમાં પણ ખાંડ વાપરવા મંડયા છીએ અરે રાબ જે ગોળનીજ હોય તે પણ સાકરની બનાવવામાંજ ગૃહસ્થાઈ મનાય છે.

વડે તડકામાં બેસું ત્યાં લગભગ સુવાનો વખત થાય છે. એટલે પાયખાને જતાં, નહાતાં, જમતાં ઘણે ભાગે પોણો ને કોઇવાર કલાક થાય છે.

તડકે બેસવું—બપોરના જમીને સુવાથી બે વાગ્યા સુધી ખુલ્લે શરીરે વંડા ઉપર તડકે બેસું. તડકો મધ્ય હોય તો પણ બેસું ને વાદળાં હોય કે ચાતુર્માસમાં વરસાદ હોય તોપણ તેટલો વખત તો બેસું. વાનપ્રસ્થાવસ્થામાં ખાસ વનમાં રહેવું જોઇએ. તે ન બને તો તડકો-ટાઢ-વરસાદ સેવવાં જોઇએ. તેજ હેતુથી બેસું છું. તેમાં પણ મુખ્ય હેતુ તંદુરસ્તી જળવાય તેજ છે. તડકો ટાઢ-વરસાદ સેવતાં શીખાય તો હવાના ફેરફારથી તુરતમાં શરીર ઉપર માઠી અસર થતી નથી. અને તે પાંચ વર્ષના અનુભવથી હું બરાબર સમજી રહ્યો છઉં.

પડવું-લાંબા થઇને સુવું—બપોરના બેથી ત્રણ સુધી મારી સુવાની જગ્યાએ જાજમ ઉપર માથા નીચે ઓશીકું રાખી જરા લાંબો થાઉં છું. ઉનાળામાં કોઇ વાર આંખ લાગી જાય; બાકી આંખ ઉપર ટુવાલ નાંખી ચુપાચુપ પડ્યો રહું છું.

છાપાં વાંચવાં—ત્રણ બજે ઉઠી લાયબ્રેરીએ જઇ તાજાં છાપાં વાંચી આગલા રોજનાં છાપાં પાછાં આપી, વાંચવાનાં છાપાં લઇ આવી, આરામ ખુરશી ઉપર વાંચુ છું. છાપાં વાંચવાનું ચાર-સાડાચાર ને વખતે પાંચ સુધી ચાલે, વચ્ચે દરદી આવે તો દવા લખી આપું છું, કે દઉં છું.

પાણી પીવું—જમ્યા બાદ ચાર બજે પહેલીવાર પાણી પીઉં છું. પાણી ત્યારબાદ કલાકે કલાકે-બે વાર ફરવા જતાં અગાઉ પીઉં છું. દરેક વખત નિયમિત દોઢરોગ પાણી પીઉં છું. પાણી

પીધા પહેલાં દરવખત વિશામ કરી આવુ છું લાના દિવસમાં ત્રણુ વાર પણુ થઇ જોય છે.

ફરવા જવું—ઉનાળામાં ૭ સવા છએ ને ઠુમ દિવસમાં સવાપાચ માડાપાચે ઘેરથી નીકળી બજારમાં જઇ ટાવર પાસે થઇ માન-ખેત્રા ગામ સુધી દરરોજ ફરવા જાઉ છુ ઘેરથી નીકળી પાછો ઘેર પહોચુ ત્યા સુધી પાચ માઇન થઇ રહે છે ફરતી વખતે ટાવરથી શરૂ કરી પાછો ટાવરે આવું ત્યાં સુધી માથુ ખુલ્લુ રાખુ જેથી માથાને હવા ખવરાવાય ફરતા જરૂર વગરનું બોલતો નથી ઉતાવળે એક સરખુ ટટાર રહી ચાલું છુ, બેથી અઢી મીનીટે એમ ફરલાંગ, ૨૦ મીનીટે એક માઇલ ચાલતા વખત લાગે છે ચાતુર્માસમા ફરવા વખતે વર્ષાદ હેય તો પનળુ છુ છત્રી ઉનાળામા કે ચોમાસામા ઓઢતોજ નથી

રહેલું છે. ફરી આવી પિશાબ કરી ચઢ્ઢી પહેરી માથે કાનટોપી પહેની મારા વંડા ઉપર પડયા અગાઉ આશરે દોઢ શેર પાણી પી લેઉં છું. તે પીવાનો હેતુ એ કે ફરીઆવ્યા બાદ શરીરમાંનાં સ્નાયુમાં જે વપરાયેલી સ્નાયુની નકામી રજકણો એકઠી થઇ હોય તે પાણી–જે લોહીમાં ફરે તે સાથે મળી પિશાબમાં એકઠી થઈ આવે. વંડા ઉપર શવાસનથી પોણો કલાક પડે થાય ત્યાં પિશાબની હાજત થાય ત્યારે પિશાબ વાટે તે નીકળી જાય છે. વંડા ઉપર પડતી વખતે ઉનાળામાં ખુલ્લો પડગો રહું છું. પણ શિયાળામાં કે ચાતુર્માસમાં જ્યારે ઠંડી કે ભેજ હોય ત્યારે ગરમ સાલ કે ધાબળો ઓઢી રાખુ છું. વર્ષાદ વરસતો હોય તો કચેરીમાં મારી પથારી જે જગ્યાએ કરૂં છું ત્યાંજ વંડાની માફક ધાબળા ઉપર તેટલો વખત પડું છું.

રાતનું દુધ પીવું—વંડે પડયો હોઉં તે દરમીઆન સવાર જેટલું મોળું ગરમ દુધ ઢાંકી મુકી જવામાં આવ્યું હોય તે વંડેથી ઉઠી રાતે સુવાની પથારી તૈયાર કરી પછી પીઉં છું. તે પી લીધા બાદ સવારની માફક પ્યાલો અડાળી સાફ કરી ઉધાં મુકી રાખું છું. પ્યાલો અડાળી સાફ કરતાં કરતાં સવારની માફક 'ચિંતા એસી ડાકણી' વગેરે ગાઉં છઉં.

રાતનું વાંચન—આ પ્રમાણે દુધ પી લઉં ત્યારે લગભગ નવ બજે છે. ત્યાંથી દશ બજ્યા સુધી કોઇપણ છાપું કે ધર્મપુસ્તક વાંચું છું. ધર્મ પુસ્તકમાં કથાનાં કે પુરાણનાં ભાગ્યેજ વાંચું છું. ધર્મ પુસ્તકમાં કથાના કે પુરાણનાં ભાગ્યેજ વાંચું છું; ખાસ તત્વજ્ઞાનની કે શાંતિપર્વ, અનુશાસનપર્વ, યોગવસિષ્ઠ, વિચારસાગર, જૈનનું ભાવનાશતક કે અંગ્રેજી અમેરીકન પુસ્તકો રામકૃષ્ણ-વિવેકાનન્દ વગેરેનાં વાંચું છું. વખતે વૈદક પુસ્તકો

ખાસ કુદરત ઉપર રહી રોગ અટકાવવાનાં (Naturopathy) કે તેના શરીર ખીલવણીનાં (Physical culture)નાં વાંચું છું. વાચનમાંથી કે વ્યાખ્યાનમાંથી ઉપયોગી નોટ લખી લેવાની ટેવ છે તે નોટોમાંથી ઘણી વાર વાંચી તાજુ કરૂં છુ.

ઉઠું છું. છેલ્લી વાર પિશાબ કરવા ઉઠું ત્યારે મોટી રાતમાં દોઢ શેર પાણી પીઉં છું. પિશાબ કરવાનો વખત થાય ત્યારે આપોઆપ સ્વપ્નું આવવું શરૂ થાય છે કે તુરત પિશાબની હાજતને લીધે છે એમ સમજી ઉઠી જાઉં છું ને પિશાબ કર્યા પછી પાછી તુરત સ્વસ્થ નિદ્રા આવે છે. પહેલી વાર સુવા ટાણે ડાબું પડખું વાળી સુવું છું, પછી રાતમાં પિશાબ કરી આવ્યા પછી ઘણે ભાગે ડાબા પડખા ઉપર જરા પેટ નીચે આવે તેમ આડા સુવાની ટેવ છે. કોઇક વાર ચતો થઇ જાઉં પણ તેમ ન ફાવે એટલે પાછો પડખાંભર થઇ જાઉં છું. કોઇક વાર જમણાં પડખાં ઉપર સુવું છું. ઘણું કરી ડાબા જમણાં પડખાં ઉપર વારાફરતીજ સુવું છું.

દરેક ત્રણ માસે મારૂં પોતાનું વજન કરૂં છું. મારૂં વજન ભરજુવાનીમાં ૧૩૬ પૌંડ હતું, ત્યારબાદ ૪૦ વર્ષની ઉંમરે માંગરોળ આવ્યો ત્યારે ૧૨૮ પાઉન્ડ હતું. ત્યારબાદ નોકરી ઉપર હતો ત્યારે નિયમસર તોળાતો નહિ. પણ ૧૯૧૭ ના એપ્રિલમાં નોકરી છોડી વાનપ્રસ્થ થયો ત્યારે ૫૪ મા વર્ષમાં ૧૧૨ પૌંડ હતો, ૬૪ માં વર્ષમાં માહે આકટોબર ૧૯૨૬ ની તારીખ ૧ લી એ ૯૮ પૌંડ હતો. વજન ઘટે તે ઉતરતી અવસ્થાએ ઉલટું સારૂં છે તે તો પુસ્તક વાંચનારના સમજવામાં આવ્યું હશે. જેમ વજન ઓછું તેમ નબળાં અંતઃકરણને શરીરનું વજન દરેક પગલે ઉપાડતાં ઘસાવું ઓછું રહ્યું, રોગથી કે ખોરાકની તંગીથી કે ચિંતાથી વજન ઘટે તે જુદું, ને તંદુરસ્તી ભોગવતાં છતાં માત્ર ઉમરે ઘટે તે જુદું; તે ઉપરથીજ વૃદ્ધાવસ્થાને 'જરા' કહેવામાં આવે છે. જેમ ખબર ન પડે તેમ જરા જરા-શરીર ક્ષીણ થતું જાય ને કુદરતી શક્તિ ઘટતાં-જીવનશક્તિની મુદત પુરી થવા આવતાં શરીર પોતાની મેળે

ઘસાઇ છેવટે થતાં ઘટતુ જાય તેમ તેમ વજન ઘટે એ દેખીતું છે તંદુરસ્તીની ખાતર પણ વજન ઘટે એ હિતકર છે, કેમકે વૃદ્ધાવસ્થામાં અંતઃકરણ નબળુ પડતું જાય છે ને દરેક પગને આખા શરીરનો ભાર ઉપાડવો પડે છે તેથી જેમ ઓછો ભાર ઉપાડવો પડે તેમ તે ઓછુ ઘસાય એટલે લાંબુ ટકવા સહાયભુત બને જેમ વીર્યના બિંદુમાંથી શરીરની ક્રમે ક્રમે વૃદ્ધિ થઇ સાડાત્રણ મણની કાયા થઇ જાય છે તેમજ આત્માને પોતાનુ આ શરીરથી લેવાનુ કાર્ય જેમ પુરૂ થતું આવે તેમ કાયા ક્રમે ક્રમે ઘટી નાશ પામે એ અમજાય તેવુ છે, તેથી પુરા તંદુરસ્ત માણસને તે માટે જરાય શોક ન થતા ઉલટાં મરણ સુધી પુરતો આનંદજ રહે છે પણ તેમ રહેવા પુરી તંદુરસ્તી જોઇએ તેને લઇનેજ આનંદ એજ બ્રહ્મ કલ્પાએલો છે રોગ ન હોય—ચિન્તા રહેતી ન હોય—નિયમિત વખતે કુદરતી રીતેજ ભુખ તરસ લાગતાં હોય—મન—મગજ સ્વસ્થ વિચાર કરતા હોય—દરેક ઇન્દ્રિ પોતાનું કાર્ય નિયમસર કર્યા કરતી હોય—કુદરતી હાજત—ઝાડો—પિશાબ—પસીનો થતા હોય સુખથી કમતીમાં કમતી છ કલાક નિદ્રા આવતી હોય, હવા પાણીની અસર જલદી ન થતી હોય, તો જેમ તંદુરસ્ત ઓરતને જન્મ એકદમ દરદ વગર થાય છે તેમ વૃદ્ધાવસ્થામાં મરણ પણ શ તિમાન્ત્યાગી નિદ્રાની માફક આવકારદાયક થાય છે અને તેમ થાય તો પ્રભુનો પુરો ઉપકારજ છે

લાગે છે. ટૂંકામાં જેમ ખુલ્લું-ઉઘાડું શરીર રહે તેમ મને ફાવે છે. જેમ ફેફસાં વાટે આપણે શ્વાસ લઇએ છીએ તેમ ચામડી વાટે પણુ શ્વાસ લેવાય છે એ વાત બહુજ થોડા સમજે છે; તેથી ઠંડા મુલકના લોકોની માફક આપણા ગરમ મુલકના લોક દેખાદેખી કપડાં વગર નજ રહેવાય-અવિવેકવાળું ગણાય -ઊનાળામાં બળતા બપોરે પણ મોજાં વગર નજ રહેવાય એમ માને તો ઉલટું નુકશાનકારક છે એમ સમજાય તો શરીર શુદ્ધ થાવ તેવું છે પણ રાજ્યકર્તાના પોષાક રીતરીવાજની નકલ કરનારને ગળે ઉતરવુ મુશ્કેલ છે. જ્યાં ગુલામી દશામાંજ વિજય મનાયો ત્યાં સ્વતંત્રતાને તો હોળી સલામજ હોય એ તો કુદરતી પરિણામ છે. કપડાંમાં ધોતીયું-કબજો ને કોટ-માથે ટોપી પહેરૂં છું. સને ૧૮૭૦ માં દક્ષિણના એક નરસિંહવર્માએ રાજકોટ હાઇસ્કુલમાં સ્વદેશી કપડાં પહેરવા ભાષણ આપેલ ત્યારથી સ્વદેશી કપડાં પહેરૂં છું. અસહકારની પ્રવૃત્તિ શરૂ થઇ ત્યારથી તો ખાદીજ વાપરૂં છું.

હજામત—માથા ઉપર શિખા બંધાય તેટલી માત્ર શિખા રાખી આખા માથામાં હજામત કરાવુ છું. મંગળવાર-શનિ ને ગુરૂ એમ પખવાડીઆમા ત્રણ વાર હજામત કરાવું છું.

દવા—જ્યારે મેડીકલ કોલેજમાં અભ્યાસ કરવા ગયો ત્યારથી અને ખાસ જ્યારથી મેડીસીનના પ્રોફેસર અને કોલેજના પ્રિન્સીપાલ ડા. હેનરી વેન્ડીક કાર્ટરે સમજ પાડી કે જ્યારે માણસને દવાની જરૂર પડે (અમુક અપવાદ વગર-જેમકે અકસ્માતો વગેરે) ત્યારે માણસ જનાવરથી ઉતરે છે; કેમકે જનાવર કુદરતના કાનુનને ફરજીઆત બરાબર પાળતાં હોવાથી તેમને દવાની જરૂર રહેતી નથી, જ્યારે માણસો કુદરત વિરૂદ્ધ વર્તન રાખી દવા બહુ વાપરે છે. તે વખતથી મેં સંકલ્પ કર્યો કે

મારે બને ત્યાં સુધી દવાનો ઉપયોગ ન કરવો અને તે નિયમ પ્રભુ કૃપાથી આજ સુધી પળ્યો છે.

મંદો નથી પડયો તેવું નથી. આટલી એટલે લગભગ ૬૮ વર્ષની ઊમ્મરમાં (૨૩ વર્ષની ઊમ્મરે જ્યારે ઉપર મુજબ અમારા પ્રીન્સીપાલ અને પ્રોફેસર ડા. કાર્ટરે ધ્યાન ખેંચ્યું ત્યારથી) કોઇવાર સાધારણ મંદવાડ આવેલ, ત્યારે તો માત્ર ગરમ પાણી પીવું ને ખાવું બંધ કરી ઉપવાસ ખેંચી અથવા એકલી પાતળી ઘઉંના લોટની રાબ કે ચા-દુધથીજ સારૂં થયું છે. એટલુંજ નહિ પણ મરકીના દરદીઓના સંબંધમાં આવવાથી ત્રણવાર મરકી થએલ તે વખતે પણ માત્ર પાણી ઉપર રહી વગર દવાએ જીંદગી હોવાથી બચ્યો છું; અને એવી જાતના પ્રયોગોથીજ મારી ખાત્રી થઇ છે કે દવાનો દુરુપયોગ બહુ થઇ રહ્યો છે; તે એટલે સુધી કે જેને લઇને 'ડાકતરને વદ્ય' 'ગુલામીહ્યા'માંજ ડહાપણ અને ઊલટું મનુષ્યપણું મનાયું છે! ગઇ સાલ ૬૯ વર્ષની આખરમાં સખ્ત મરડો થતાં કુદરતી ઉપચારથી શાંત ન થતાં રાજકોટ ગયો ત્યાં ડાકતરોની સલાહથી ઇન્જેક્શનો જેની હાડવિરૂદ્ધ છતાં તે લેવાં પડયાં અને તેથી આરામ થયો એમ જણાયું. એટલે સારા ડાક્તર બરાબર નિદાન કરી ઇન્જેક્શન લાગુ પડે તેવાં આપે તો તે વિરૂદ્ધ કઇ શકાય તેમ નથી, એમ મારૂં માનવું થયું છે.

તો તેઓ પણ તંદુરસ્ત રહેશે એમ મારી તો ખાત્રી છે. દવા જીંદગી આપી શકે જ નહીં. ઉલટી, ટુંકી જરૂર કરે છે, ને વખતે જીંદગી હરી પણ લે છે. એટલે મારી તો દૃઢ માન્યતા છે કે અમુક અપવાદ વગર દવાનો જેમ ઓછો ઉપયોગ તેમ તંદુરસ્તી વધે છે.

જ્યારે વૈદકીય અભ્યાસ કરતો ત્યારે અમારા પ્રિન્સિપાલને મેં સવાલ પુછ્યો કે દરેક પ્રાણીનું Heart અંતઃકરણ પહેલીવાર ધડકવું શાથી શરૂ થાય છે! તેમણે કહ્યું Vitality થી (જીવનશક્તિથી) મેં કહ્યું Vitality (જીવનશક્તિ) શું છે? તેણે જવાબ આપ્યો કે તે કોરડો અણઉકેલ છે એનો ઉકેલ થવોજ અસંભવિત છે અને તેથીજ ખુદા, આત્મા, પ્રભુ કુદરત કે 'કઇક' છે એમ માનવાથી આગળ મનુષ્યબુદ્ધિ પહોચી શકિત નથી ત્યારથીજ મારી ખાત્રી થઇ કે આયુષ્યની દવા હોઇ શકેજ નહીં. દવા દરદ મટાડવા, ઓછું કરાવવા, બેશુદ્ધ કરી દરદનું ભાન ભુલાવવાજ ઉપયોગી થઇ શકે–દરદની ઉત્પત્તિજ મનુષ્યની ભુલ–કુદરતના નિયમને ઉલ્લંઘવામાં છે. સ્વાદ, લોભ, મોહ, કામને વશ થવામાજ છે જ્યારે ત્યારે તેનો એકજ ઉપાય કુદરતના નિયમ પાળવા, સંયમ સેવવામા એટલે ઇન્દ્રિયનિગ્રહ, કષાયથી દૂર રહેવામાં છે. દવા તો માત્ર થિગડાજ છે અને તેનાથી ઉલટી શરીરની શક્તિ હણાયજ છે.

---

## પરિશિષ્ટ ૫

### ઊઠી પથારી ઉપાડતાં ઉપાડતાં ગાવાનું ભજન

નારાયણનું નામ જપી લે, ભૂલ્યો ભટક ન ભાઇ રે.
સાર નહિ સંસારમાં, જૂઠી સર્વ સગાઇ રે,

જાગીને તું જોને નયને સૂતો શું ખુબ ખાઇ રે,
હુન્યુ સફળ કર્યું ન જાણ્યુ, ગુણ ઇશ્વરના ગાઇ રે. ૧
નારાયણનું નામ

આ મારૂં આ તારૂં એવી, માયાની છત છાઇ રે,
એ કારણથી આજ સુધીમાં, સુકૃત કર્યું નવ કાંઇ રે. ૨
નારાયણનું નામ.

કામ ક્રોધ મદ મોહ લોભ ને, મત્સરમાં લપટાઇ રે,
તન-મન-ધન તેને અર્પણ કીધાં, શઠે ગયો ઠગાઈ રે. ૩
નારાયણનું નામ.

ધન ને ધામ અને ધંધામાં, અધ રહ્યા ઘરાઇ રે,
કાળચક્રની આગળ કહેને ક્યાં જાશે તું સતાઇ રે. ૪
નારાયણનું નામ

આશા-તૃષ્ણાની ફાસીમાં, ફુલી ગયો ફસાઇ રે,
સારૂં નરસું તેં નવ જોયું, ચુલે ચડી ચતુરાઇ રે. ૫
નારાયણનું નામ.

દીન જનોને તો બહુ દૂભ્યા, પ્રતિદિન તે હરખાઇ રે,
વિષય તણા વિષ સરખા રસમાં, લાગી તો નવાઇ રે. ૬
નારાયણનું નામ.

મમતાનો છે પાશ અતિશય, દેહીને દુખદાઇ રે,
પ્રેમેથી હરિહરને ભજવા, એજ સદા સુખદાઇ રે. ૭

## કસરત વિષે

મોઢું સાફ કર્યા બાદ નિયમસર દરરોજ કસરત કરૂં છું. તેની વિગતઃ—

(૧) સૂર્ય સામું એટલે પૂર્વ દિશા તરફ મોઢું રાખી સાત વાર સૂર્યને નમસ્કાર કરૂં છું, જેને સાધારણ રીતે કસરત કરનારા દંડ પીલવા કહે છે.

આમ સાત વાર દંડ પીલવાથી પગના અંગુઠાથી આખા શરીરને-બરડા સુદ્ધાંતને બહુ સારી કસરત મળે છે. કુદરતી રીતે પથારીમાંથી ઉઠતાવેંત જે 'આળસ મરડવાનું' સહુ કરે છે તે આ કસરતના પૂર્વ રૂપ જેવું છે.

(૨) દંડ પીલ્યા બાદ વંડા ઉપર બેસી પગ વંડા નીચે રાખી બન્ને હાથ વંડાની કોર ઉપર રાખી પચીશ વાર લાંબા શ્વાસ લઉં છું, ને તે શ્વાસ પાછો તેટલાજ જોરથી મુકું છું. શ્વાસ ઉંડા લેવા માથું ઉચુ કરી વાંસા તરફ ખેંચી-પેડુ પેટની દિવાલને પણ અંદર ખેંચી લેવી પડે છે.

(૩) ત્યારબાદ વંડા પાસે ઉભો રહી ટચલી આંગળી ડુંટીમાં રાખી ડાબા હાથના અંગુઠાનું ટેરવું નાકને અડાડી રાખું છું, તેમ વળેલો રહી એકવાર ૧૫, બીજી વાર ૨૦, ત્રીજી વાર ૨૫, ચોથી વાર ૩૦, પાંચમી વાર ૩૫, છઠ્ઠી વાર ૪૦, ને સાતમી-છેલ્લી વાર ૫૨ ગણું ત્યાં સુધી તેજ સ્થિતિમાં રહું છું. એટલે પહેલી વાર ૧૫ ગણી પછી માથાને પછવાડે બરડા તરફ વળે તેટલું વાળી પાછું આગલા ભાગ તરફ નમાવું છું, તે વખતે પગના ફણા ઉપર ભાર દઇ પગની એડી જમીનથી ઉંચી રાખું છઉં, જેથી પગની પીંડીનાં સ્નાયુ જોરથી ખેંચાય. સીધું

તે વખતે જમણાં પડખાંની પાછલી બાજુ જવા દઉં છું, ને તેથી નાકનાં જમણાં ફોરણાંથી શ્વાસ અંદર લેવાય તેટલો લઇ તુરત 'બહાર કહાડું' છું. આ પ્રમાણે પાંચ વાર જમણા ખભાની ક્રિયા કરી તે મુજબ ડાબા ખભાથી તેમજ પાંચ વાર કરૂં છું અને તે વખતે નાકના ડાબા ફોરણાં વાટે શ્વાસ અંદર લઇ બહાર ત્યાંથીજ કાઢું છું.

ઉપર પ્રમાણે કરી લીધા પછી જેમ પ્રથમ ગોઠણ ઉપર હાથ રાખી દશ વાર ઉંડા શ્વાસ બન્ને ફોરણાથી લીધા હતા તેમ ફરી પાંચ વાર લઉં છું અને મુકું છું.

આ પ્રમાણે કર્યા પછી પ્રાણાયમ સંધ્યા સમયે કરવામાં આવે છે તેમ ૭ વાર લઉ છું તેની ક્રિયા નીચે મુજબ છેઃ—

નાકનું જમણું ફોરણું જમણા હાથના અંગુઠાએ દબાવી ડાબાં ફોરણાંમાંથી શ્વાસને બહાર નીચે એક ગાયત્રી મંત્ર બોલતાં સુધી કાઢું છુ. પછી ડાબાં ફોરણાને જમણા હાથની અનામિકાને ટચલીથી દબાવી જમણા ફોરણાથી માથુ ઊંચું કરી જોસથી શ્વાસ ઉંચો બે ગાયત્રી મંત્ર બોલતા સુધી ખેંચુ છું; પછી જમણું ફોરણું જમણા હાથના અંગોઠાથી ને ડાબું ફોરણુ તેજ હાથની ટચલી ને અનામિકાથી દબાવી દશ વાર ધીમેથી ગાયત્રી મંત્ર બોલાય તેટલો વખત શ્વાસને અંદર રૂંધું છું. તે વખતે માથુ નીચે કરી ડાઢી છાતીની લગભગ અથવા અડાડીને રાખું છુ; પછી નાકના ડાબાં ફોરણાંથી શ્વાસ નીચો ધીમે ધીમે મુકું છું, તે વખતે જમણું ફોરણું જમણા અંગોઠાથી દબાવી રાખુ છું. આ એક બાજુનો પ્રાણાયમ છે. પછી ડાબું ફોરણું જમણી આંગળીથી દબાવી જમણાં ફોરણાથી શ્વાસ નીચો મુકી પછી જમણા હાથના અંગોઠાથી જમણુ ફોરણું દબાવી બે ગાયત્રી મંત્ર બોલતાં સુધી આગળ મુજબ શ્વાસ ઊંચો ચડાવી બને ફોરણાં

બધ કરી દશ ગાયત્રી મંત્ર બોલાય ત્યાં સુધી રૂધી ડાબુ ફોરણુ જમણા હાથની અનામિકાને ટચલીથી દબાવી જમણા ફોરણામાંથી શ્વાસ બહાર કાઢુ છુ આ બીજી બાજુનો પ્રાણાયામ થયો.

ઉપર મુજબ છ પ્રાણાયમ લઉ છુ દરેક પ્રાણાયમને અંતે જેમ પહેલા પ્રાણાયામ ગોઠણ ઉપર હાથ રાખી પંદર વાર બન્ને તથા પાચ વાર એક ફોરણામાથી શ્વાસ લઉં છુ, તેમ લઉં છુ

ઉપર મુજબની બધી કસરત પુરી થતા લગભગ ૨૫ પચ્ચીસ મીનીટ લાગે છે

આ પ્રમાણે સવારે પ્રાણાયમની ક્રિયા નિયમસર કરવાથી ફેફસા માંથી બગડેલી હવા નીકળી શુદ્ધ હવા જેમ ભરાય છે તેમ હમેશ કરવાથી લાંબા શ્વાસ પોતાની મેળે લેવા મુકવા ટેવ પડે છે પરિણામે લોહીની શુદ્ધિ, ચહેરાનુ તન્દુરસ્તપણુ ને આખા શરીરની તન્દુરસ્તી ઉમદા રીતે સચવાય છે મગજ પણ તેથી સાફ થઇ શાંતિ પ્રસરે છે, મન ઉપર કાબુ વધે છે, ધીરજ વધે છે, ક્રોધ ઓછો કરવા મદદરૂપ થાય છે અને આનંદ સાથે તન્દુરસ્ત રહેતા લાંબી જીદગી અથવા જે જીદગી હોય તેટલી સ્વસ્થતાથી પસાર થાય છે

બાર પૃષ્ટ છે. તેમાંથી દરરોજ અરધો અંક એટલે લગભગ ૭ પૃષ્ટ ગાઉ છું. અંકને અંતે આરતી છે તે દરરોજ ગાઉ છું. એટલે અંકની આરતી બે રોજ બોલાય છે.

૨ કેશવકૃતિ—જેના પહેલા ભાગમાં વૈરાગ્યનાં પદો છે.
બીજો ભાગ જેમાં ઇશ્વરસ્તુતિ અને ભક્તિનાં પદો છે.
ત્રીજો ભાગ જેમાં સંસારનું વૈરાગ્યદષ્ટિએ અવલોકન, આધ્યાત્મિક વિચારો અને બોધ સંબંધે ગાયનો છે.
ચોથો ભાગ જેમા વ્યવહાર નીતિ–રીતિ સંબધી ગાયનો છે.

પાંચમો ભાગ જેમાં સ્ત્રી જનોપયોગી કાવ્યસંગ્રહ છે.
તેમાંથા પહેલા–બીજા ને ત્રીજા ભાગનાં દરેક કાવ્યમાથી મોટુ હોય તો એક ને નાનાં હોય તો બે એમ દરરોજ કવિતા ગાઉં છું.
ચોથા પાંચમામા નિશાની કરી રાખેલાં જેમાંથી એક બે ઉપર મુજબ ગાઉં છુ

માનદ્દત દાસના ના ઠા સાહેબે
બહાર પડાવી છે તેમાથી એક
ભજન ગાઉ છુ

૫ આશ્રમ-ભજનાવળી—જે સત્યાગ્રહાશ્રમથી બહાર પડેલી છે અને
જેમાં હિંદુસ્તાની, ઊર્દુ ગુજરાતી, મરાઠી,
બંગાલી, અંગ્રેજી, રાષ્ટ્રીય-ભજનનો સગ્રહ
છે તેમાથી એક ભજન ગઉ છુ

૬ આનદઘન ચિદાનંદજી—પદસગ્રહમાંથી ચુટેલું એક કે બે પદ
ગાઉ છુ

૭ આનદઘન પદરત્નાવળી—જૈન મુનિ આનદઘનજીએ પચાસ ઉપર
જુદા જુદા રાગના વૈરાગ્યના પદો બહાર
પાડેલ છે તેમાથી બે નિયમસર ગાઉ છું

૮ ગહુંલી (ગુર્વાવલી) સગ્રહ—જે સદ્‌ગત જૈન મુનિ બુદ્ધિસાગરજીએ
રચિત બહાર પાડેલ છે તેમાથી
ચુટેલુ એક કાવ્ય રોજ ગાઉં છુ.

૯ શ્રીમદ્ ભગવદ્‌ગીતામાથી—શ્લોકોમાંથી નિશાની કરી રાખેલા
અઢાર શ્લોકો ગાઉં છુ જેથી આખા
મહિનામાં એકવાર ગીતાજીમાંથી ચુટેલા
શ્લોક ગવાઇ પુરી થાય છે

શંકરાચાર્ય રચિત શતશ્લોકી વેદાન્ત કેશરી—તેમાથી દરરોજ ત્રણ
ત્રણ ૭૬ (ભાગ ૧)
ગાઉ છુ એટલે તે
પણ મહિનામાં એક
વાર પુરે થાય છે

૧૧ પરચુરણ સંગ્રહ કર્યો છે તેમાંથી વારાફરતી એકએક ગાઉ છઉં.
ઉપર મુજબ પુરૂં થયા પછી,

आत्मपटक तथा आशायाम् વગેરે ગાઉં છું (તે માટે મારૂં પુસ્તક "શ્રી ઇશ્વર સ્તવન મંજરી" જુઓ)

રવિ ઉગે ને શશિ આથમે છે,
બિડાય છે એક, બીજું ખિલે છે.
હસે, રડે, જન્મ, ધરે, ને મરે છે,
પરંપરા એમ થયા કરે છે.

## સાર-મતલબ

૧. પારકાનુ દુખ દુર કરવા મહેનત કરવી, અને તેમ કર્યા માટે મનમા અહકાર ન લાવવો પણ પ્રભુ તેમ કરવા ફરી તક આપે, તેમ દીન ભાવથી ઉમેદ રાખવી

૨ જગતના સર્વ લોકને નમવુ તેમની સાથે વિવેકથી વર્તવુ, કોઇની નિદા ન કરવી, ઉંચ નીચ સહુ પ્રત્યે સમભાવ રાખવો

૩ વાચ વાણી—જીભ, કાયા શરીર સર્વ ઇન્દ્રીઓ અને મનને વશ રાખવા ખાસ બ્રહ્મચર્ય પાળવુ એટલે અઠવાડીયામાં એકથી વધારે વાર સ્ત્રી પુરુષ—સગ ન કરવો તેમ ખરાબ વિચાર પણ મનમા ન લાવવા

૪ સહુ ઉપર સમભાવ રાખવો આશાનો નિરતર ત્યાગજ કરવો, સંતોષી નર સદાય સુખી, ત્યાગમાંજ ભોગનો પુરો આનદ છે

૫ પારકી સ્ત્રીને પોતાની મા જ ગણવી, પરણેલાં સ્ત્રી પુરુષોએ પોતપોતામાજ સર્વસ્વ માનવ

દેખે છે, પારકાનું ભલું કદી કરી શકતો નથી. લોભને થોભ નથી. કરકસરતા જ્યારે ભાઇ છે ત્યારે લોભ દુશ્મન છે.

૧૦ કપટથી દુર રહેવુ. પ્રભુ કે ખુદાની હાજરી હંમેશાં છે તે બધું જુએ છે, સાંભળે છે, કર્મ પ્રમાણે ફળ દે છે, એમ જેને દઢ ખાત્રી છે, તેનાથી કપટ થઇજ ન શકે, પ્રભુ કે ખુદામાં જેને વિશ્વાસ છે તેનાથી કોઇ બુરૂં.કામ થઇજ શકે નહીં કે તે જુઠું બોલી કે વર્તી શકે નહીં.

૧૧. કામ ( વિષય લોલુપના ) ક્રોધ–ગુસ્સો કદી ન કરવાં. તે બન્ને શરીરનો વગર ખબર પડે નાશ કરે છે, ગુસ્સો ગુસ્સે થનારનું લોહી બાળે છે.

૧૨. શાંતિ, પ્રેમ, ક્ષમા, ધીરજ, દયા, આત્મભાવ કેળવવા, પરોપકારમાં વૃત્તિ રાખવી, વ્યસન માત્રથી દૂર રહેવું.

છેલ્લે

ક્ષમા ત્યાં પ્રભુજ છે. ટુંકામાં દયા અને ક્ષમામાંજ ધર્મ છે અને તેથી પ્રભુમય થવાય છે.

> જેણે જન્મ ધરી જગે, નવ કર્યું કલ્યાણ આત્માતણું,
> જેણે કાંઇ પરમાર્થ કાર્ય કરીને, રાખ્યું ન સંભારણું
> રિદ્ધિ સિદ્ધિ સમૃદ્ધિ સાધન છતાં, જેણે ન શાન્તિ ધરી,
> તેણે વ્યર્થ વિતાડયું–આ પુણ્ય બધું,–આ માનુષી દેહ ધરી;

આ દુનિઆમાં જન્મ લઇ આત્માનું કલ્યાણ એટલે જેથી આત્મા કર્મ બંધનથી છુટી મોક્ષ મેળવે તેજ કર્તવ્ય છે. કાયમ નામ પરોપકારના કામ કરી રાખવું અને પૈસો ટકો કુટુંબ કબીલો સગવડ હોય તેણે ઉત્તરાવસ્થા બાકી ખરૂં કહીએ તો આપણી જીંદગી શાંતિમાં–પ્રભુ સ્મરણમાં પસાર કરવી. આમાંનું કંઇ ન થયું તો મનુષ્યજન્મ જે ઘણાં પુણ્યને અંતે મળ્યો છે તે ગુમાવ્યો ગણાય.

> જબ આયો તુમ જગતમેં, જગ હસે તુમ રોય.
> અબ એસી કરણી કરો, તુમ હસો પિછે જગ રોય.

બચ્ચાંનો જન્મ થતી વખતે બચ્ચું રડતું હોય છે પણ લોકો જન્મ થવાથી આનંદોત્સવ કરે છે પણ જીંદગી દરમીયાન આપણી કરણી–કર્તવ્યો એવાં હોવા જોઇએ કે મરવા ટાણે આપણે હસવાનો આનંદનો, સંતોષનો વારો આવે ને આપણને સંભારી લોકોને રડવું પડે.

> મરનેસે જગ ડરત હૈ, મો મન બડો આનંદ.
> કબ મરસ્યાં કબ ભેટસ્યાં, પુરણ પરમાનન્દ.

મરવાથી આખું જગત ડરે છે પણ મરનારે જો જીંદગી દરમીયાન પ્રભુને યાદ રાખી કર્તવ્ય બજાવ્યું હોય તો મરતી વખતે આનંદજ થવો જોઇએ. કેમકે કર્તવ્ય બરાબર બજાવ્યાથી

કદાચ મોક્ષ ન મળે તો પણ પ્રભુ પાસે આનંદથી હાજરી આપી શકાશે અદ્વૈત સુધી પહોંચાયું હોય તો પ્રભુજ થઈ જવાય એટલે પૂરો આનંદ-મોક્ષ જ છે.

अहौ, वा, हा, रेवा, कुसुम शयने, वा, दृषदि, वा,
मणौ, वा, लोष्टे, वा, वलवदि, रिपौ, वा, सुहृदि, वा,
तृणे, वा, स्त्रणे, वा, मम समदृशो यान्तु दिवसाः
क्वचिद् पुण्यारण्ये, शिव, शिवेऽति प्रलपत. ॥

અમે તો નર્મદાજીને કિનારે કોઈ તીર્થ સ્થળે ફુલની પથારીમાં કે પથ્થર ઉપર પૈસાવાળા સ્થીતિમા ઉમદા હીરા જડીત પલંગ પર કે માટીના ઢેફાં ઉપર, મિત્રોની વચ્ચમા અથવા બહુ કટ્ટા દુશ્મનની વચ્ચે ઘાસ ઉપર કે શેતરંજી ઉપર, ગમે ત્યા મારી જીંદગીનો અંત આવે પણ તે વખતે શિવ શિવ-પ્રભુમાં-લીન રહી સમભાવે મારા દિવસો પસાર થાઓ.

નાહતી વખતે નાહ્યા-બાદ દીન લુછતાં તથા અબોટીયુ પહેરતા સુધીમાં—

પ્રાર્થના વખતે જે आत्मषट्क અને आशापाश ગાઉ છુ પછી પવિત્ર આચાર, પવિત્ર સુવિચાર એ બે વાર ગાઉ છુ તે, અને ત્યારબાદ—

धैर्यं यस्य पिता क्षमा च जननी,
शांतिश्चिरं गेहिनी
सत्यं सूनुरयं दया च भगिनी
भ्राता मन:संयम. ।

शय्या भूमितलं दिशोऽपिवसनं
ज्ञानामृतं भोजनम्
एत यस्य कुटुम्बिनो वद सखे
कस्माद्भयं योगिनः ॥

ગાઉં છું, જેથી જમતાં પહેલાં મન સ્વસ્થ થઇ આનંદથી નીચે જીવે ધીમે ધીમે જમાય.

## મારાં આહાર–પાણીનો ક્રમ અને પ્રમાણ

### આહાર

(૧) સવારમાં આઠ સાડા આઠે ગરમ કરેલું મોળું દુધ આશરે પંદરથી વીશ રૂપીઆભાર લઉં છું. તે સાથે કોઇકવાર–હંમેશ નિયમસર નહી, ગમે તો સુકો મેવો–બદામ–અંજીર–દ્રાક્ષ–જરદાલુ અથવા ગોળપાપડી કે તેવી મીઠાઇ આશરે પાંચ રૂપીઆભાર લઉં છું.

(૨) બપોરે સાડાબાર બજે જમું છું. જે હોય તે બધું એકઠું કરી ખાઉં છું, ને તેનું બધું મળી વજન પોણા ત્રણ શેરથી ત્રણ શેર થાય છે.

(૩) રાત્રે આઠ–સાડા આઠે સવાર માફક સવાર જેટલુંજ મોળું દુધ ગરમ કરેલું પીઉં છું. રાત્રે નાસ્તો નથી લેતો. કોઇક પ્રસંગે લઉં તો સવાર જેટલોજ.

(૪) જ્યારે મીઠો–ભારે ખોરાક હોય ત્યારે પ્રમાણમાં રાંધેલો ખોરાક ઉતરો ઓછો લેવા ખાસ ધ્યાન રાખું છું છતાં તે રોજ રાતે દુધ પીતો જ નથી.

## પાણી

(૧) સવારે ઉઠી આશરે દોઢ શેર પાણી પીઉં છું

(૨) કસરત કર્યા બાદ આશરે દોઢ શેર એક પીઉં છું.

(૩-૪) સવારે સાડા દશ ને અગીઆર વચ્ચે ને બાર ને સવા બારની વચ્ચે જમ્યા આગળ આશરે દરેક વખતે દોઢ શેર ને પોણો શેર જેટલું પીઉં છું.

() જમી માત્ર બે ઘુંટડા પીઉં. ત્યારબાદ સાધારણ ખોરાક લીધો હોય ત્યારે એટલે હંમેશ (૬) સાડાત્રણ-ચારની વચ્ચમાં દોઢ શેર પીઉં. બારે જમણ ન જમ્યો હોઉં ત્યારે ૨૪ કલાકમાં ૧૫ શેરથી ૧૭ સુધી પાણિ પીવાય છે અને તેથી મને તો શરીરમાં પુરતી સારી રહેતી જણાય છે. ઘી વાળું બારે જમણ જમ્યો હોઉં ત્યારે જમ્યા બાદ પહેલીવાર પાણી ત્રણ કલાક બાદ અને દુધનું જમણ હોય તો પાંચ કલાક બાદજ પહેલી વાર પાણી પીઉં છું. દુધનાં જમણ દુધપાક-બાસુંદી પછી જેમ પાણી મોડું પીવાય ને ઓછું પીવાય તેમ તે પચે છે. દુધનાં જમણ ઉપર તુરત અને વધું પાણી પીનારને ઝાડા થઇ આવે છે. દુધપાક ખળખળે છે ને ઝાડા કરે છે એ ફરીયાદ બંધ કરવી હોય તો તરસ લાગે તો પણ જમ્યા બાદ ચાર-પાંચ કલાક પાણી નજ પીવું તે રસ્તો છે. હું તો દુધનાં જમણ પછી પાંચ કલાક બાદજ પહેલી વાર પાણી પીઉં છઉં ને ફરવા જતા અગાઉ પહેલું પાણી પીધા પછી દરેક એક કલાકે (૭) આશરે દોઢ શેર (૮) બે વાર પીઉં

(૧૧) રાતે સુતી વખતે એટલે દશ બજે આશરે પોણોશેર પીઉં છું.

(૧૨) રાતમાં ત્રણ ને ચારની વચમાં દોઢશેર પીઉં છું. રાતની અંદર મોટી રાત હોય ત્યારેજ પીઉં છઉં.

## કુદરતી હાજતો

(૧) કોઇ જાતનું વ્યસન ન હોવાથી રાત દિવસમા ભાગ્યેજ થુંકવું પડે છે તેમ અપવાદ વગર ભાગ્યેજ ઉધરસ આવવાથી બળખો પણ ભાગ્યેજ કાઢવો પડે છે.

(નોટ—મોઢાનું થુંક અમી છે એમ સહુ જાણે છે છતાં તેનો વ્યર્થ વ્યય કેટલો દરેક કરે છે! તેમાં પણ વ્યસનવાળા–તમાકુવાળા–બીડીવાળા–તેનો સુમાર નથી. પરિણામે અનાજ હજમ થતું નથી ને દવાનો ભોગ થઇ ઉલટું શરીર ખરાબ કરે છે. જનાવરને ઉલટુ થુંકવું ન પડે ને માણસને 'અમી' ફેંકી નાંખવી પડે એનો અર્થજ એટલો કે માણસ વ્યસનને વળગે છે અને બાધરો બહુ છે. 'અમી' ગળી જવાતીજ છે. થુંકી બહાર કહાડે તેનું વર્તન નુકશાન બહુજ કરે છે.

બગાસાં કે છીંક વખતેજ આવે છે. સુવા વખતે કુદરતી એક બે બગાસાં આવે તે જુદું, બાકી થાકથી–આળસથી કે કોઇ ચીજની ગેરહાજરી વખતની હાજરી વખતે ન મળવાથી જેમ વ્યસનીને આવે તેમ આવતાં નથી.

## મને પિશાબ ક્યારે ક્યારે સાધારણ રીતે થાય છે?

(૧) સવારમાં ઉઠી તુરત

(૨) દુધ પીધા અગાઉ

(૩) દુધ પીધા પછી બહાર જતાં અગાઉ

(૪) સવારના દશ સાડા દશે

(૫) જમવા અગાઉ આશરે સાડા અગીયારે

(૬) પાયખાને જતી વખતે સાડાબારે

(૭) બપોરના અઢી ત્રણે

(૮-૯) ત્યાર બાદ પાણી પીતા અગાઉ ફરવા જતા સુધી બે કે ત્રણ વાર પાણી પીધા પ્રમાણે

(૧૦) ફરી આરામને વખતે ફરવા જતાં વચ્ચમા કોઇકવાર જવું પડે

(૧૧) શવાસન કરી ઉઠયા પછી ને રાતનુ દુધ પીધા અગાઉ

(૧૨) સુતા અગાઉ દશ બજે

(૧૩) (૧૪) (૧૫) રાતમાં દર દોઢ કલાકે જવું પડે છે શીયાળામાં તો ઠંડી અને મોટી રાત, તેથી પણ વહેલુ પિશાબે જવુ પડે; પણ પ્રભુકૃપા એવી છે કે પાછી નિદ્રા તુરત આવી જાય છે.

# શુદ્ધિપત્રક

સૂચના—દરેક વાંચનારે પુસ્તકમાં શુદ્ધિપત્રક પ્રમાણે સુધારા કરીનેજ પુસ્તક વાંચવા શરૂ કરવું એ સલાહકારક છે.

| પૃષ્ઠ | લિટિ | શું છે ! | શું જોઇએ ? |
|---|---|---|---|
| ૭ | ૧૫ | બનેલા | બનેલી |
| ૮ | ૧૫ | હાકડાંની | હાડકાંની |
| ,, | ૨૪ | બે પગ | ને પગ |
| ,, | ૨૫ | હાડકા | હાડકાં |
| ૧૩ | ૪ | Aeins | Veins |
| ૧૪ | ૬ | વપ | વર્ષ |
| ૧૫ | ૨૦ | ખાઈ ને તીખું ની વચ્ચે | ખાટું ઉમેરો |
| ૨૫ | ૨૦ | જેમકે | કેમકે |
| ૨૫ | ૨૪ | કે | તે |
| ૨૬ | ૨૧ | પડયા | પડયો |
| ૨૯ | ૫ | અનેકવારના | અનેકવારનો |
| ૩૦ | ૧૮ | રીત | રીતે |
| ૩૧ | ૧૧ | હિત કરે છે | હિતકર છે |
| ૩૧ | ૧૪ | Clands | Glands |
| ૩૩ | ૨ | તદ્દ ન | તદ્દન—ન |
| ૩૫ | ૧૮ | અદર | અંદર |
| ૩૫ | ૨૩ | સુગધ | સુગંધ |
| ૩૯ | ૧૪ | અઠીવાસ | ઉપવાસ |
| ૪૦ | ૪ | જમવુ | જમવું |

| | | | |
|---|---|---|---|
| ૪૨ | ૭ | બેહુદુ | બેહુદું |
| ૫૫ | ૨૪ | પુસ્કકના | પુસ્તકના બીજા ભાગમાં |
| ૬૫ | ૧૬ | કોઇ શકે છે | કોઇ શકેજ નહિ |
| ૬૭ | ૧૧ | કઢાવવુ | કઢાવવું |
| ૭૦ | ૨૨ | બરાબર ત નીકળે | બરાબર ન નીકળે |
| ૭૧ | ૧ | પુરાવો જે | પુરાવો એ છે કે |
| ૭૩ | ૬ | ચાળીને | ચાખીને |
| ૭૩ | ૭ | રૂપી | ફળ |
| ૭૮ | ૩ | મસાલાઓ | મસાલાઓમાં |
| ૭૯ | ૨૧ | અંદર | અંદરથી |
| ૮૦ | ૧૪ | પક્ષીનો ૮૮૬ નીચે | લીક ૯૯૦ |
| ૮૭ | ૮ | Sickness. Mortality નં | (તેની નીચે) |

| | | | |
|---|---|---|---|
| ૧૬૦ | ૧૧ | કરવા | કરવા |
| ૧૬૦ | ૧૧ | પોટાદ | પોટાશ |
| ૧૬૫ | ૧૭ | જવલેજ | જવલેજ |
| ૧૭૭ | ૨૫ | Painting | Fainting |
| ૧૮૧ | ૧૯ | મૂત્રણુ | મૂત્રલ |
| ૨૦૬ | ૩ | ગધ | ગંધ |
| ૨૨૪ | ૧૨ | કારવ સેરવામાં સત્વ | કાયમ સેવવામાં |
| ૨૩૨ | ૬ | ચોકકશ | ચોકકસ |
| ૨૬૩ | ૧ | ઉપજેલ | ઉવેલ |
| ૨૭૫ | ૨ | રેલ્સો | રેજો |
| ૨૭૫ | ૧૮ | જોઇએ | જોઇએ |
| ૨૭૬ | ૨ | લે અજવાળુ | અજવાળું |
| ૨૭૬ | ૬ | હોપ | હોઇ |
| ૨૭૬ | ૧૩ | અવોગ્ય | અયોગ્ય |
| ૨૭૯ | ૨૦ | ખાખનનાજ | ખાખતનાજ |
| ૨૮૧ | ૨૧ | કરતુ | ફરતું |
| ૨૮૨ | ૧ | ઉપવાશી | ઉપવાસ |
| ૨૮૨ | ૧૬ | દુવ | દૂધ |

# કેટલાક અભિપ્રાયો

કરાંચીથી બહાર પડતા નાગરિકના પુ. ૪, અંક ૩ જાના પૃષ્ટ ૨૨૧ માં આપેલો અભિપ્રાયઃ—

પ્રભુનાં દર્શન જેમ મનુષ્યમાં થાય છે તેમ મહાપુરૂષનાં દર્શન પણ તેની કૃતિમાં થઇ શકે છે. કાવ્ય વાચતાં કવિનાં દર્શન ન થાય તો તે કાવ્ય કહેવાયજ નહિ.

શ્રીયુત રવિશંકર ગણેશજી અંજારીઆનાં દર્શન પણ તેનું હેલ્લુ પુસ્તક "વગર દોકડાનો વૈદ" વાંચતાં સહજ થઇ જાય છે.

શ્રીયુત રવિશંકરનો પરિચય નાગર જ્ઞાતિને દેવાની તો જરૂર નજ હોય. અન્ય જ્ઞાતિના પણ કેટલાએ તેમને ઓળખતા હશે. તેઓશ્રી એક દાક્તર છે. દાક્તરની સાથે તેઓ "માણસ" પણ છે.

સમજે છે જે વસ્તુની ઉપયોગીતા સર્વમાન્ય છે, તેજ વેડફી નાખતા મનુષ્ય જરા પણ વિચાર કરતો નથી

લેખક આરોગ્યતા જાળવવાની તથા પ્રાપ્ત કરવાની સહેલી રીત સરલ ભાષામાં આપેલી છે તેગોથીનું પુસ્તક વાચ્યા પછી હરકોઇના મનમા થઇ આવે છે કે 'માંદા પડવુ' એ સહેલ છે પણ 'માંદા ન પડવુ' એ વધારે સહેલું છે

જગતના કેટલાક મનુષ્યો પોતાનું જીવન માંદા પડી વેડફી નાંખતા હશે? કેટલાએક માણસો અકાળે મૃત્યુને વશ થતા હશે? આ દુ:ખદાયક સ્થિતિ આરોગ્યતાના સાદા નિયમોની અજ્ઞાનતાનેજ આભારી છે

પુસ્તકાલય પૃ. ૪૩૨; પુ ૩જું, અંક ૯મો: સપ્ટેમ્બર વડોદરામાં છપાય છે ટેનું કટીંગ.

વગર દોકડાનો વૈદ : લેખક તથા પ્રકાશક—રવિશંકર ગણેશજી અંજારીઆ; માજી ચીફ મેડિકલ ઓફિસર, કોટડા સાંગાણી તથા માંગરોળ સ્ટેટ; પુઠું-પાકું; પાન-૨૭૯; કિંમત રૂ ૨-૦-૦

આ લેખકનું આ અગાઉનું પુસ્તક 'વહુને શિખામણ' તથા આ પુસ્તક બંને સત્કારવા જેવાં છે. લેખકની દૃષ્ટિ દવાઓ કરતાં કુદરતી ઉપાયો તરફ વિશેષ છે. રોગ પેદા થયા પછી કરવી જોઇતી માવજત સમજાવવા કરતાં રોગ પેદા ન થાય તેની સાવચેતી આપવા તરફ તેમની વિશેષ દૃષ્ટિ છે. એમને આયુર્વેદિક તેમજ પાશ્ચાત્ય બંને વૈદકની પૂરી માહિતી છે. પુસ્તકની શૈલિ પણ સરળ અને સ્પષ્ટ છે. આરોગ્યને લગતું આમાં બધું આવી જાય છે

સિંધ-હૈદ્રાબાદ ડીસ્ટ્રીક્ટ જડજ સાહેબ મહમ્મદમીયાં અબ્દુલ-કરીમભાઇ શેખ M. A. LL B. લખે છે-(વગર દોકડાના વૈદ માટે)

Many thanks for your book, which I like immensely. I hope it will bring happiness to many homes.

6-10-1928

Yours Sencerely
**M. A Shaikh**

સંસ્થાન ઇડર-મ્હીકાંઠા-હિમ્મતનગર મે. એજ્યુકેશનલ ઓફીસર લખે છે કે—

આપનું રચેલું 'વગર દોકડાનો વૈદ' નામક પુસ્તક શ્રી હજુર ફરમાન ૪-૧૦-૨૮ મુજબ આ ખાતાની અંગ્રેજી તેમજ પ્રાયમરી સ્કુલોની લાઇબ્રેરીમાં રાખવા સારૂ મંજુર કરવામાં આવે છે